श्री शंखेश्वर पार्श्वनाथाय नमः

શ્રી દેશી નાટક સમાજ.

# શ્રી નવીન પૃથિરાજ ચહુઆણ
# નાટકનાં ગાયનો.

અમદાવાદ
એંગ્લો વર્નાક્યુલર પ્રીન્ટીંગ પ્રેસમાં છાપ્યાં.
સંવત ૧૯૪૮—સને ૧૮૯૨.







કી. ૩૦-૨-૦

# નાટકના પાત્રો.



જયચંદ-કનોજનો રાજા.
ધનપાળ તેનો પ્રધાન.
કેસરીમલ-તેનો માજી પ્રધાન.
માનીની જયચંદની રાણી.
જમુનાબાઈ જેચંદની રાણી સંયુક્તાની મા.
સંયુક્તા-જયચંદની દીકરી.
શાહાબુદ્દિન-ગીજનીનો બાદશાહ.
તાતારખાં એક તુર્ક સરદાર.

પૃથિરાજ-દિલ્લીનો રાજા જયચંદનો મશીઆઈ ભાઈ.
કૈમાસ-તેનો પ્રધાન.
ઈચ્છનકુમારી તેની સ્ત્રી.
કર્ણાટકી-એક કલાવતી
ચંદ-તેનો મિત્ર તથા રાજ્યબારોટ.
રેણશી-પૃથિરાજનો પાટવી કુંવર.
સમરસિંહ-ચિતોડનો રાજા પૃથિરાજનો બનેવી.
કર્માદેવી-તેની સ્ત્રી.
કલ્યાણ-તેનો કુંવર.

જોશીઓ-વાણિઆ-દરબારીઓ-સાહેલીઓ વિગેરે

સ્થળ-કનોજ-દિલ્લિ-ચિતોડ. ગીજની-

"ઘર ફુટયે ઘર જાય."

**"THE EVILS OF REPARATISM ARE BAD ENOUGH."**

૪૯૪

# નાટકનો ટુંક સાર.

---

ભરતખંડના ઈતિહાસ કર્તા લખે છે કે ઈ. સ. ના બારમા સૈકામાં ભરતક્ષેત્રમાં હસ્તીનાપુર જેને હાલ દીલ્હી કહે છે તેની ગાદી મોટી ગણાતી હતી. દીલ્હીપતિ વૃદ્ધ અને વિવેકી અનંગપાળને ફક્ત બે કુંવરીઓ હતી. મોટી કન્યા કનોજના રાઠોડ રાજાને પરણાવી હતી, અને નાનીનું લગ્ન અજમેરના ચહુઆણ રાજા સાથે કર્યું હતું. અપુત્ર અનંગપાળે મરણ સમયે ચોહાણ ભાણેજ પ્રૌઢ, પરાક્રમી પૃથિરાજને દીલ્લીની ગાદી આપી. આમ બંને ગાદીઓ એક મેક થવાથી ચોહાણ કુલની કીર્તિ વિસ્તાર પામી. એકાએક અમૂલ્ય ખજાનો હાથ લાગવાથી પૃથીરાજને ઘેર લક્ષ્મી પાણી ભરવા લાગી. અદેખા, અભિમાની, નિર્વિવેકી અને નીચ મનના કનોજરાજ જયચંદથી, નાના મસીઆઈ ભાઈ પૃથિરાજનો યશ આમ ચોદીશ વધતો જોઈ, રેહેવાયું નહીં. અભિમાનથી મનમાં અદેખાઈની ચીતા ભડભડી ઉઠી, જેમાં પૃથિરાજને હોમી પવીત્ર માત ભૂમિ ભરતભૂમીને મલેચ્છોની ગુલામડી કરી. આતો પ્રસ્તાવના. હવે નાટકની રચના.

કનોજપુરીનાં એક બ્રાહ્મણને પૃથીરાજના યશ ગુણુ ગાન કરતો સાંભળી તેને પકડવાને-મારવાને કનોજપતી જયચંદનો વિશ્વાસુ પણ પ્રપંચી પ્રધાન ધનપત એક બે સામંતો સાથે ઉઘાડી તરવારે ધસ્યો આવે છે. બ્રાહ્મણ ના-

સી છુટે છે સામંતોનું એક ધાંધલ મચે છે તે જોઇ વિવેકી વૃદ્ધને બુદ્ધિમાન માજી પ્રધાન કેસરીમલજી આવી સામંતોને ટાઢા પાડે છે, અને પ્રધાનોની ખરી નીતિ સમજાવે છે, એટલામાં પૃથીરાજને પાયમાલ કરી ચોહાણનો કીર્તિવંત વાવટો રણમાં રગદોળવાની યુક્તી શોધતા એક પગે થઇ રહેલો જયચંદ સલાહ ધારવા ધનપતને બોલાવે છે. પોતાના સૈન્યમાં રાખેલા તુર્ક સુબાટોમાંથી એક તતાર ખાનને બોલાવે છે. ધન આપવાની સરતે શાહાબુદીન ઘોરી પાસે દીલ્હી ઉપર એક તરફથી હુમલો કરાવવા ને બીજી તરફથી ગુજરાતના રાજા ભોળા ભીમદેવને ચઢાવવાની ગોઠવણ કરે છે.

જયચંદની માનીતી રાણીને પુત્ર નહોતો; તેથી પુત્રનું અનુષ્ટાન કરાવવા એક અબધુત જોગીને લેઇને ધનપત તેના અંતઃપુરમાં પ્રવેશ કરે છે. રાજા જયચંદ ઓચીંતો આવી ચઢે છે અને ધનપત તથા જોગીને જોઇ અજબ થાય છે આમ અયોગ્ય રીતે જોગીને લેઈ અંતઃપુરમાં આવવાનું કારણ ધનપતને પુછતાં તે કહે છે રાજાજી અભિમાની પૃથીરાજે આપની માનીતી રાણીની લાજ લેવાકે આપનો પ્રાણ લેવા આટલી રાત્રે આ દુષ્ટ જોગટાને અંતઃપુરમાં ઘુસાડયો છે તે વાતની મને ખબર પડી તેથી હું આપનું રક્ષણ કરવા આવ્યો છું ધનપતની વાત સાચી માની કાનના કાચા રાજા જયચંદ જોગીને દેશવટો દેછે અને ધનપતનો ઉપકાર માને છે.

જયચંદના તેડાવાથી દીલ્હી ઉપર ચઢી આવેલો શાહાબુદીન ભારે હાર ખાય છે અને દીલ્હીમાં કેદ પકડાય

છે. પૃથ્વીરાજ તેનો યોગ્ય માનથી સત્કાર કરે છે તેને કરેલા કામની ગારી આપી તેને માનપૂર્વક ગીજની પહોચાડે છે, પૃથ્વીરાજનો જયઘોષ થાય છે અને આ આણંદ પ્રદર્શિત કરવા તે યજ્ઞ આરંભે છે.

શંહાબુદીનના પરાજયના અને પૃથ્વીરાજના વિજયના સમાચાર કનોજના દરબારમાં જઇ પહોંચે છે. કનોજરાજ જયચંદ ખુષ્ટ થાય છે એવામાં પૃથ્વીરાજનો મીત્ર ચંદ બારોટ યગ્નમાં પધારવાનું જયચંદને આમંત્રણ કરવા આવે છે પૃથ્વીરાજની કીર્તિચંદથી સાંભળી તેનાં મનમાં અદેખાઇનો અગ્નિ સલગે છે. તેનું લોહી ઉકરે છે તેનું શરીર ધગ ધગે છે. તેનો પીત્તો ગરમ થાય છે યજ્ઞમાં આવવા ના પાડે છે અને તેનાથી વડાઇ કરવા કળીયુગમાં વરજીત રાજ સુયજ્ઞ કરવાનો વિચાર કરી તેનું મુહુર્ત નક્કી કરવા નીમીતીઆઓને આમંત્રણ કરે છે નીમીતીઆ આવે છે. પોતાની પુત્રી સંયુક્તાનો સ્વયંવર અને રાજસુય યજ્ઞનું મુહૂર્ત એકઠું નીર ધારે છે. પૃથ્વીરાજ તથા તેના બનેવી મેવાડના રાજા સમરસીંહનું અપમાન કરવા તેમને દ્વારપાળનું કામ સોંપવા નીશ્ચય કરેછે. તે જોન આવેતો તેમને બાંધી આણવા નાનાભાઇ બાળુકારાય સાથે સૈન્ય મોકલે છે અને આવતાં વાર લાગે તો તેમના પૂતળા કરી મુકવા ધારે છે. પૃથ્વીરાજને પરણવાને આતુર થઇ રહેલી સંયુકતા પ્રાણાધારને પત્ર પાઠવી પોતાની છબી સાથે ચંદને આપે છે. રાજ્યભારથી શ્રમીત પૃથ્વીરાજ એક બગીચામાં બેઠો છે તે વખત ચંદ આવી સંયુકતાનું સુંદર સ્વરૂપ વર્ણવેછે

તે છબી બતાવે છે. છબી રાજાનું મન હરે છે. રાજા પ્રેમાવેશમાં આવે છે એટલામાં વળી ચંદ પેલો પત્ર આપેછે પત્ર વાંચી રાજા વિસ્મય થાય છે. ધીરજ ખુબે છે પ્રેમ પાસમાં પડે છે સંયુકતાને હરી લાવવાનીશ્ચય કરે છે. એ વખતે કનોજથી દૂત આવે છે. પૃથીરાજનેજયચંદે આરંભેલા રાજસુય યજ્ઞમાં આવવા નોતરૂં દેછે શાસ્ત્ર વીરૂદ્ધ આરંભેલા યજ્ઞનું નામ સાંભળી પૃથીરાજ અંચંબો પામે છે યજ્ઞ કરવા સંમતી આપતો નથી યજ્ઞમાં આવવા ના પાડે છે. અને યજ્ઞનાં વીધ્ન નાખવા બાલુકારાયને કાપી નાંખવા હુકમ કરે છે. કનોજના દરબારની ચર્ચા જોવા તથા પ્રીયાની ખબર લેવા પૃથીરાજ છુપાવેશે ચંદ સાથે કનોજ આવવાનો નિશ્ચય કરે છે. કનોજ જતાં પહેલાં પૃથીરાજ નીતિમાન ધારી રાખેલી કલાવતી કર્ણાટકીને કૈમાસ પ્રધાન સાથે કુછંદમાં દેખી કૈમાસને દેહાંત દંડ દેછે, અને કર્ણાટકીને અબલા ધારી દેશપાર કરે છે કર્ણાટકી પોતાના દુરાચારનો પસ્તાવો કરે છે. સખીઓ તેને ધીરજ આપે છે અને પૃથીરાજના વેરી જયચંદના દરબારમાં કનોજ જઇ રહેછે.

સ્વયંવર થાય છે તેમાં સંયુકતા પૃથીરાજના પુતળાને વરમાલા પેહેરાવી ચાલી જાય છે. સ્વયંવરમાં આવેલા સર્વ નાના મોટા રાજા ક્રોધથી એકસ્વરે અપમાન અપમાન કરી ગાજી ઉઠે છે જયચંદ જંખવાણો પડે છે. આમંત્રેલા રાજાઓને સંયુકતાને સમજાવી ફરી સ્વસ્વર કરવાનું કહી બીરા પાડે છે, સંયુક્તા સમજતી નથી તેને જુમ-

ના કીનારે એક મહેલમાં કેદ કરે છે કામથી પીડાએલી કે દ થએલી સ્વભાગ્યને નિંદતી બાપડી બાળા અટારીએ બેશી સખીઓ આગળ રૂદન કરે છે તે વખતે વેશજે જુમના બદીગાં મોતી નાંખી ગાંછલાં ખેલાવતા કોઈ સ્વારને જુએ છે. હર્ષ પામે છે કામાવેશમાં આવે છે. રોમાંચીત થાય છે અને ગદગદ કંઠે તે ક્ષત્રીવર પૃથીરાજ જ છે એમ કહી સખીઓને તેનો સત્કાર કરી તેડી લાવવા મોકલે છે પૃથીરાજ આવે છે. અને ગાંધર્વ વિવાહ કરી સંયુક્તાને હરણ કરી લઇ જાય છે.

કનોજ રાજા જયચંદ ઘણો ગુસ્સે થાય છે અને ગરૂં કે દીલ્હીપતી પૃથીરાજને મારૂં થઇ રહે છે. ગસ ધન આપી પાછો ઘોરીશાહ શાહાબુદીનને દીલ્હીપર ચઢાવે છે. સંયુકતા સાથે વિલાસમાં નીમગ્ન થએલો પૃથીરાજ રાજની લગામ છોડી દેછે. અને એશ આરામમાં વખત કાઢે છે. રાજ્યમાં અંધેર થાય છે. સર્વ બંદોબસ્ત તુટી જાય છે રાજા કોઇનું કહ્યું માનતો નથી અને ઉલટો કેહેવા આવનારનો તિરસ્કાર કરેછે આથી તેના કોઇ કોઈ સામંત નિરાસ થઇ બેદીલ થાય છે અને ઘોરીશાહને દીલ્હી આવવા રસ્તો ચોખ્ખો થાય છે. યવનોના ચઢી આવવાના સમાચાર મેવાડ પહોંચતાં બાહાદુર સમરસીંહ સજ્જ થઇ પૃથીરાજને આવી મળે છે. પૃથીરાજ રંગભોગમાં ગુમાવેલા વખતનો પસ્તાવો કરી યુદ્ધમાં જવા સંયુકતાની રજા માગે છે. સંયુકતા વીજયના આશીર્વચન બોલે છે. સધળા લડના

નીકળે છે.

પૃથીરાજનો પાટવી પુત્ર બાળક છતાં રણસંગ્રામમાં બાથ બીડવા કેડે પડે છે. સમરસીંહ તેને ઘણુંએ સમજાવે છે છતાં તે હઠીલો પણ બાહાદુર ક્ષત્રીબચો ના હીમત થતો નથી ઉલટો વધારે જોરપર આવે છે અને રણસંગ્રામનું કૌતુક જોવા એક પગો થઇ રહે છે. યુધમાં સમરસીંહ પડે છે. પૃથીરાજ કેદ પકડાયછે અને હજારો શુરવીર ક્ષત્રીઓના લોહી જયચંદનો ઇર્ષાગ્ની છાંટવા છુટે છે. સમરસીંહના મરણના સમાચાર સાંભળી તેમનો પુત્ર કલ્યાણ કલ્પાંત કરે છે. શૌર્ય ચઢે છે રણસંગ્રામમાં ઝુઝે છે. પાછળથી મલેચ્છોના ધનલોભનો ભોગ થઇ પડેલો કનોજપતી જયચંદ પણ રાજપાટ ખોઈ નાસી છુટે છે. જંગલમાં રઝળતા રખડતાં ધનપત તથા માનીતી રાણી મળે છે મન જરા શાંત થાય છે. અને ઘણા દીવસના થાકથી એકદમ ભારે નીંદ્રાવશ થાય છે. ધનપત તેનું ઘરાણુ કાઢી લઇ માનીતીને લઇ નાસી જાય છે. રાજા જાગૃત થાય છે દેશપાર કરેલો જોગી જંગલમાં જતાં ધનપત તથા માનીતીને ઓળખે છે અને વેર લેવાનો નિશ્ચય કરી તેને જુમનાજીમાં બુડાડી મારવા લાવે છે ત્યાં રાજા તેમને જુએ છે; અને પોતાની અવસ્થા ધનપતની નીમકહરામી, અને માનીતીનો સ્વાર્થ જોઈ વૈરાગ પામે છે. જુમાંનાજીમાં બુડી આપઘાત કરવા નિશ્ચય કરે છે. ધનપત તથા માનીતી માફી માગે છે રાજા તેમનો તીરસ્કાર કરે છે અને

આપઘાત કરે છે. જોગી પણ ધનપત તથા ગાનીતીને ડુબાવી મારે છે.

તુર્કીના સરદાર કુતબુદીનને મેવાડ ઉપર ચઢી આવતો સાંભળી સમરસીંહની પતિવ્રતા સ્ત્રી કર્માદેવી બીજી ક્ષત્રીયાણીઓને લેઇ કેસરીઆ કરી દેશનું રક્ષણ કરવા સ્ત્રી ધર્મ બજાવી રણમાં ઝંપલાવે છે

•દીલ્હીમાં પણ ચંદબારોટ પૃથીરાજના કેદ પકડાયાના સમાચાર લાવે છે સંયુકતા ચમકે છે. ખેદ પામે છે. મુર્છાગત થાય છે સખીઓ આશ્વાસન કરેછે ચંદ ધીરજ આપે છે અને ફકીરના વેશે ગીઝની જઇ રાજાની ખબર લાવવાનું કહેછે.

ગીજનીમાં કૃતઘ્ન, જંગલી ઘોરીશાહે પૃથીરાજાની આંખો ફોડી કેદખાનામાં નાંખ્યો છે. ચંદ બાદશાહને મળે છે અને તેને જોવાની રજા લે છે. પૃથીરાજને આ વખતે અંધારા તુરંગમાંથી આજે ઘણે દીવસે ખુલી હવામા રસ્તા ઉપર લાવી બેસાડે છે. પૃથીરાજ પ્રીયાને સંભારે છે—તેનું હૈયુ ઉભરાય છે—સ્વતંત્રતાનો મહીમા વર્ણવે છે—ખુલ્લી હવાનો સ્પર્શ થવાથી જરા ચેન પડે છે. જોવા આવેલો ચંદ ફકીરના વેશમાં દુર ઉભો રહી તેની ચર્ચા જુવે છે. પોતાના સ્વામીની આવી દશા જોઇ તેનું હૃદય પીગળે છે.] [રાજાને ભેટે છે અને એક તીરે સાત તવા આર પાર વીંધી નાખવાનો તમાશો પૃથીરાજને આવડે છે એમ કહી તેને જોવા લલચાવે છે તમાશો થાય

છે તેમાં પૃથીરાજે શબ્દ વેધી બાણ મારી સુલતાનનું હૃદય ચીરે છે અરસ પરસ ચંદ તથા પૃથીરાજ ખંજર મારી પ્રાણત્યાગ કરે છે પોતાના પતીના મરણ સમાચાર સાંભળી વિયુક્તા સંયુક્તા સતી થાય છે.



# श्री नवीन पृथिराज चहुआण नाटकनां गायनो.

नाच— १

आपो श्री आपो जय, जग स्वामी;

प्रभु जगतना गुरु, कल्पलता सम छाई कृपा. आपो.

सूत्रधार— २

आपो जयजय आपो जयजय प्रभु जगतना स्वामी

जय जय जय जय. जगत गुरु— आपो.

कल्पलता सम छाया कृपानी छाई, आधार ए आधार. जय०

गाओ बजावो रीझावो सजनने, तान ताल अनुच-र पटरी, कडान धाधाधाधा धित्ता गीद गीनता, धातल्लान धुमकीट तकतुरकीट तकढतका धुग कीट तकधा, (२) कीटतक धित्ता कीडतकधा, धित्ता कीडतक तगीन गीडतक, तकगीडान धुग कीटतक गीडी गनधा,-धाग धीनक तकट गीनक तकधीन धीन धी तरकटधा. (३) आपो०

३

स्वदेश प्रीति नीति सरस्वतीने स्वतंत्रता संप,

पवित्र भरत भूमिमां, पाछो स्थापो स्तंभज निष्कंप

नटी— ४

गई ग्रीश्म थयुं चोमासुं विरही वरसावे आंसु,

નિરખેછે કઈ દિશ નાસું સોગમ આ ચાતક પ્યાસુ.
પિયુ પિયુ પુકારે બપૈયા, મોર નાચે થૈઆં થૈઆં, ગાય મ-
લ્હાર રાગ ગવૈયા, સુણી કાન, આણીને ભાન, મળે પ્રિય પ્રાણ,
ગદન રસ પ્યાસુ—ગઈ.
જળજળ સ્થળ સઘળે ભાસે: ઘેરે જગ ઘન ઉલ્લાસે; જંગ-
લગાં નદીપુર નાસે, અંધારૂં શું હવણા ખાસે; ગગડાટ કરે
ઘન ગાલા, ચળકાટ કરે વિજ જ્વાળા, બીનૈલી બિચારી બાળા,
ભેટે જઈને ભરથાર, હઠીલી નાર, પતિ કહે આ શું—ગઈ.
વિરહી જન આંસુ સૂકાશે, પ્રિય જનનો સંગમ થાશે;
પણ ભરતભૂમિ શી આશે, દિન વ્યતીત કરતી જાશે?
ગત વિર જમાવા કાજે, કયું ઘન ગંડળ છે ગાજે?
કયો મોર ગલાર બીડ બાજે?
હા યાર, બની લાચાર, ખમીને માર, પાડવાં આંસુ,
કયાં રામ, ભીમ, ને કર્ણ? મહાવીરો પામ્યા મર્ણ.
દુર્જનથી ધ્રુજે ચર્ણ, કયાં ભરત ભૂમિ કરે શર્ણ?
કેસરી પડીઆ છે કેદ, કુસંપે થયા શિર છેદ,
રે ખરો ધરો મન ખેદ.
ઘનરાયથી શીખી સાર, વર્તતાં વાર, કરે કુણ ખાસું.—ગઈ.
સૂ—                ૫
સંપ સ્વદેશે પ્રીતિ, નીતિ ન્યાય એ રાય ધર્મ રીતિ;
પ્યારી પૃથિરાજાની કીર્તિ વાંછું તેથીજ પ્રસરંતી.
કનોજ રાજ ઉંદરડો, ભરત ભૂમિ કીર્તિ વસ્ત્રો કાપે;
ખટકે ઝટ અટકે, પૃથિરાજ જય પૃથ્વિમાં વ્યાપે.

પ્રધાન વિ૦— ૬

પકડો, બાંધો, મારો, ઝુડો, ક્યાં ક્યા નાસે નિમક હરામ!
ઉભો રહે ક્યા દોડ છે ક્યાં ઘડીકમાં રમાડું રામ. પ૦
આ રાજાનાં રૂડાં વાનાં, ધનસંપત્તિ, ને છે ધામ
રામ રામ ક્યાં મળશે એવા ભોળા ટેકી દંશી નામ.—પ.
રાજવંશ છે અંહા પ્રભુના મન ગમતું કરતા માહારાય
બાલું ભૂંડુ પણ સામો થાતાં નરકાધીકારી નર થાય.—પ.
નીંદા પણ પરની શું કરવા પરવા બીજા જણને હોય?
ને એ ધિંગો રાજા પાછો બીજો કાચો પોચો નો'ય. —પ.

કેસરીમલ્લ— ૭

નથી કીર્તિ કાંઈ ધનપતિ થયે કે નરપતી,
કહો સમૃદ્ધિ શું દશમુખ તણે ઘેર ન હતી?
કરી નીચી સેવા ન્યુન નથી હરિશ્ચંદ્ર મહીમા
ખરી કીર્તિ તેનો નીતિ રીતી રતિનીજ પ્રતિમા.

• • • ૮

પ્રધાનોની નીત ન્યારી બજાવે તેની બલીહારી
પ્રજાને જે ગણે પ્યારી પતીની વાત વિચારી.— ટેક.
જણાવે જે જણાને પ્રેમ પ્રજાપર રાખતા રહેમ
ચહે હિત નાથનું ચિત્તે રહે સમ માત તે નિત્યે—પ્ર.
ફસાવે ના રચીને ફંદ બનાવે ના અનાડી અંધ,
બતાવે જે રૂડી રીતી ચલાવે નેકીથી નીતિ—પ્ર.
ભમાવે ના બની ભૂંડા, ઉતારે ના કૂવે ઉંડા
વ્યસનગી વેગળા રાખે સદા સુખ શીખ જે ભાખે—પ્ર.

ભણેલા વીર ઉત્સાહી નીતિવેત્તા તથા ન્યાઈ,
પ્રપંચો ચેતવા પેહેલા રચાવવામાં ન રાચેલા —પ્ર.

ધનપત— ૯

પૈસા પૈસા પૈસાની અહિં છે વાત વાહાલારે
નો'યે નો'યે તમાસા તણા ઠાઠ ઠાલારે—
પૈસા પાસે પેખી કેહેશે આવો ભાઈ પધારો
જરવીણુ જૂતી પાસેથી પણુ ધક્કા મારણુ ધારો—પૈ
પૈસાવાળા બની પરીક્ષક પંડીતમાં પોસાતા
ગુણી અને દાતા પૈસાથી ફોકટ બાકી ફાંફાં— પૈ
માટે પૈસા પેંદા કરવા ભરવા ભાઇ ખજાના
મારી, ઝુડી, ફૂટી, લૂટી, ભોગવ ભોગ મજાના—પૈ
રાજ પાટ છે હાટ આપણે પરધાનોને રળવા
સ્વારથ સાધી લેવા સારૂ ક્રોડ પ્રપંચો કરવા.— પૈ

જયચંદ— ૧૦

જીત્યા મેં દેશ અનેક એક નહીં બાકી
સાગરને પણુ મેં આણુ સ્થાપી છે આપી.
જ્યારે નીરખું ચોપાસ દાસ સૌ દેખું
પૃથ્વી પડમાં મમ તુલ્ય અન્ય ના લેખું.
મુજ ભુજ બળ આગળ જગત થયું છે તરણું
મહીમા મુજ પ્રાક્રમ તણો મુખે શું વરણું
પણુ પૂર્ણું માસીએ જેમ ઠકે કોઈ તારો
ચોમાસે વંચી જાય જેમ કોઈ ક્યારો.—
વળી રહે વસંતે કોક પાંદડું પાકું

તેમ પૃથિરાજ છે આજ ભાઈ શું ભાખું.
અંગારો સોગણુ જારગાંહિ પણ ખોટો
અંદાર માલતી માંહી હજારી ગોટો.
છોરૂં જાણી છંછેડયો નહી મેં એને
વધી વૃક્ષ ઢાંકતાં શર્મ વેલને શેણે?
દૂધ પાઈ ઉછેર્યો સાપ હાલ છે સામે
જય પૃથિરાજ! જય એમ કહે સૌ ઠામે.
ફુલાઇ મારા ગળતિઆ પણ ગાર્યા.
ખજાનો પામી કેમ રહેશે વાર્યા.
પણ સસલાથી શું સિંહ નાસતો ફરશે?
ગર્ધવ ભોંકારે કેમ કેસરી ડરશે?
કરવાને શાંત હવેથી એજ લવારો
કરવાને કાંક ઉપાય વિચાર અમારો.

વનપત— ૧૧

મધુર વચનથી રાજા વશ છે રાણી વશ કરવાને
પુત્રની આશા આપી રંગો છે પ્રપંચ ઘર ભરવાને
રે શિવજી રે! સાહ્ય થજો સેવકને.—

માનીતી— ૧૨

વિપરીત વાત જગતથી તું તો બોલે છે બેની—ટેક.
કહ્યાગરા ધણીના થાવામાં શી સ્ત્રીની શોભા?
એ સાંભળીને હું મન માનું સ્ત્રી રૂપે ડોબાં.—વી૦
પાળેલા પોપટની પેઠે ધણી વશ કરી લઈએ
હાથ મહીં જે નાથ નચાવે તે ચતુરા કહીએ—વી૦

જુન્હાઇ— ૧૩

ભોગ મથે પતી વશ કરવા તે ચતુરા નર કહીએ—ટેક
બાજ્યો ઝઝ્યો પતી ઘર આવે ત્યાં છણુક છણુક કરતી
ઘડી ઘડી હઠ લઇ રીસાએ કલેશ બધે કરતી—એમ૦
મધુર વચન પુષ્પેથી વધાવી સલાહ શુભ દેતી
સંકટ સમયે સહાય થાયજે ચતુરા તે કહેવી—એમ૦
ખાણે રહેલા રત્ન જેવું એ પતિવ્રત છે ચાતું
ઘણું કહ્યું મેં માફ માગું હું હવે મારે જાવું—એમ૦

માનીતી— ૧૪

પુત્રવિના જીવવું તે કાંઈ નહી બાઈ
કોને ચાંપું છાતી સરસો હેતે ધાઈ ધાઇ— પુત્ર૦
કોને હું હીંચોળું હેતે "હાલો હાલો" ગાઇ
કોને હું બોલાવું કહી "આવો ભાઈ ભાઇ"—પુત્ર૦
કાલા કાલા બોલી બોલ સરસ સુખદાઇ
કોણ કોટે દોડી આવી વળગે ચાહી ચાહી—પુત્ર૦

જયચંદ— ૧૫

સુંદરી! રીસાવું આમ શોભતું શું વાહવાહ?—ટેક.
પાણી માગ્યે આણી આપ્યું દૂધ રાણીજી હશે
લઢવું વઢવું તોએ આ શોભતું શું વાહવાહ?—સું૦
માલમતા સર્વે તને માનુંછું હું મોહીની!
મરડે મોહું માનુંની શું શોભતું કે વાહવાહ?—સું૦
વચન મારી વાહાલીનું ઉથાપ્યું નથી કોઈ દીન
લાડીલી! લહેશું ઓછું વાહાલી મારી વાહવાહ?—સું૦

૧૬

હાય હાય લોભરે ફસા બે હાલ કીયા!
કમાયા યહ નાદાનકી દોસ્તી હાય જો કોઈ—હાય૦
જનો બતન માલમતા છોડ સન્યાસી હુઆ
ફેર મંદબુદ્ધિ યહ કમનમે આ ફસા— હાય૦
પાપી શીકારી કે ફંદમેં ફસા ગયા
હાયા હાય! દુષ્ટ ધનપતને દગા દીયા!!— હાય૦

પૃથિરાજ— ૧૭

અહા! નરનાથને નથી જંપ જુઓ પળવાર–ટેક.
વખતે વખત હા! વિવિધ તરેહના
વ્યાપી રહે હૃદય વિશે જો વિચાર—અહા!
ભપકો બાહાર થકી બહુ ભાસે
નહીં કંઇ મહીં મન સમજે સાર—અહા૦
સમજે પ્રજા કે રાજા સુખી છે!
સુખ ન મનશાંતી વિના મળનાર—અહા૦
રાજ્ય ભારથી હૃદય દબાણું
કહો સુખ શાંતી કીહાં ટકનાર?—અહા૦
કંટાળી, ભગવાન કહું છું
ગરીબ ઘર કાં ન દીધો અવતાર?—અહા૦

અમરસિંહ— ૧૮

પંખીડા તારૂં જાણીશ જગમાં ન કાંઈ--ટેક.
ધન નહીં તારૂ, તન નહીં તારૂં, સુંદરી સુત માઈ ભાઈરે પં.
કરમ સેહેલાણીએ આણી પૂર્યો, ભૂલ્યો ભૂંડા ભોળવાઈરે પં.

રાચીરગી રંગ વિવીધ તરેહના, શકિત સકળછે ગુમાઇરે પં.
ખાન પાનને રંગે રાચી, ફોગટ ફુલ્યો ફસાઇરે પં.

**સઘળા—** १૯

ધન્ય દીન આજે થયો છે જય—ટેક.
ભર્તભૂમિ કેરો જય જય જય. ધન્ય૦
ચક્રવરતી પૃથ્વીરાજ આજ નીર્ભય.
પ્રભૂજી પસાએ વિજય જય ધન્ય૦

**જુઠો વેણીચંદ—** २०

અમે તો વાણીઆ ભાઇ!
કાયા પડે પણ એક કોડીની કરી લઈએ કમાઈ—અમે૦ ટેક.
પૈસા પામી શ્રી ગુરૂ ચરણે ભાવની ધરીએ ભેટ.
બ્રહ્મ ભોજન દઈ, ધરમાતુ થઇ, વૈકુંઠ પોંહોચીએ ઠેઠ—અમે.
ટીલાં તાણી દેવાલયમાં દર્શન જાવું રોજ
ભોળાના ટોળામાં ભક્ત ભણાતા ચાલતી ચોગણી મોજ—અમે૦
વેપારને ને ધરમને છે કાંક વખતથી વેર.
ઓકાં ખાતા, ગાળા જપતા, મહા પ્રભુજીની મેહેર—અમે૦
પેહેલાં તો પૈસાપેદા કરવા વેગળી મુકી વાત
નાણું નાંખતાં નામ નીકળશે વાહ વાહ કેરી નાત જાત—અ૦
ખાવું પીવું પૈસા પાછળ વેઠવા ટાઢને તાપ
પૈસા સારૂ કાંઇ ન ગણવું બાકી બીજું બધું પાપ—અમે

**જોશીઓ—** २१

છોરા વિચાર, અસ્યા ગુમાર, નીવડયો શું નાદાર કુંભારા
ધારી સુધાર પાકો વિચારવાહ! વાહ! ગમાર વાહ! વાહ—કું

ઘર સંભાળવામાં લહેર, પરની આપણે શી પેર
કરશો ભૂંડા કાળો કેર—વાહ વાહ
રાજાથી રાડ જો થશે, રોઝી અલ્પા ટળી જશે
નશીબ નાશી ક્યાં જશે—વાહ વાહ

ચંદ— ૨૨

મહારાજ, ભાઈ ગણીઆઇ આપણા નાના
દિલ્લીપતિ દીનદયાળ હિતસ્વી સદાના.
જયવંત થઈ ભગવંત મહંત પ્રતાપે
જશ જરી પતાકા જુઓ જગતમાં સ્થાપે.
જીતી રાણાને રાવ થયા જગ માથે
વીર નામ ઉપાર્જન આમ કર્યું નીજ હાથે.
કંઠે ધરવા વરમાળ કીર્તિ કમળાની
કરે યજ્ઞ ચતુર ચહુંઆણ સદા કલ્યાણી.
સંપે સમજી સહુ સુખ સ્વજનને તેડે
આવ્યો છું શ્રી જયચંદ ચંદ હું તેડે.
કરો કૃપા પધારણ કાજ પ્રતાપી પ્રીતે
આ દિલ્લિ કનોજનો નેહ નભે નૃપ નીત્યે.

૨૩

ક્ષિતિપાલ ક્ષમા ઉર ધરની, સાચી વાત -હૃદય મહીં સ્મરની—ટેક
વીરનું ધીરતા ભૂષણ ભણતા, ખરે ગર્વી રીત ગણી ખરની. ક્ષિ.
કુપિત થઈને ઉચિત કર્યુંછે, ગઈ ગુજરી જરી પરહરની—ક્ષિ.
ઘાયલને મારીએ મળતિએ, રીતી એ તે કહો ક્ષત્રીવરની—ક્ષિ.
ન્યાય તણો જય આખર થાયે, પડોશી કહો પોતાને પરની—ક્ષિ.

માની મહિપતી પોતે પધારી, સજન શીકર પરહરની—ક્ષિ

૨૪

તપે ભાગ્ય દેવીનું તેજ ત્યાં ખાલી ખારથી શો સાર છે?
હાર્યા દેવ દાનવો જ્યાં તીહાં શો માનવોનો ભાર• છે—તપે૦
નરનાથને સુરનાથનો જ્યાં સાથ જોડી હાથ રહે,
ગીરિધારી તે ગોવીંદ પણ ગોવાળના સરદાર છે— •તપે૦
કામનું ન નામ રાખ્યું હુંકારે ધ્રૂજાવે ધરા
ભોળા શંભુ ભીખારી નગ્નને સમશાનમાં વસનાર છે—તપે૦
મૂકી ભૂવન વનવાસ વસીઆ દાસ થઈ રામચંદ્રજી
ભીડે આણુભાગી ભાગ્યની શુર એવોકો સંસાર છે?—તપે૦
સીતાને નાંખી સાગરે પણ જીવ રાવણનો રહ્યો?
વસુદેવ બાળક વાઢતાં પણ કંશવંશ જનાર છે— તપે૦
દશા સદા ફરતી ફરે, એ આજ તો કાલે આપ છો
પણ ભાગ્યસામે ભીડવું નહીં કોઇથી બનનાર છે— તપે૦

જયચંદ— ૨૫

બોલો બોલ બારોટજી જરાતો તોલ કરી—ટેક
બટક બોલી બારોટ જાતી ખ્યાતી છેજ ખરી
તોએ રાજ્ય સભામાંહી બોલો તોલ કરી— બોલો૦
ભાગ્યવંત હશે જુદ્ધમાં પ્રસીધ થશે
બોલીવળે કહો શું વળે? જરા તોલ કરી— બોલો૦
સહસ દાસ આશધરે પૃથીરાજસમા
જોશે જુદ્ધમાં જયચંદ જરીક તોલકરી— બોલો૦
કોણુ ગજું સાગર આગળ ગાગર બાપડીનું

સિંહ સાથ બાથ ભીડજો વિચાર કરી— ઓસો૦

ચંદ— ૨૬

કુસંપનાં કડવાં ફળ ભોગવવાં ભૂપતિ પછી પડશે,
કુસંપ સર્વ ઉછેર્યે છેવટ સર્વેને નક્કી નડશે;
છોડો છોકરવાદી, ગર્વ સર્વને છેવટ છળનારો,
હાલ હરી લ્યો હોંશે. હોલાતાં દીપ નક્કી ઝબકનારો.

ભાણો જોશી— ૨૭

કળિયુગમાં વર્જીત કહયો આ રાજસુય જગ પાળજી,
કુસંપ ગાંધીની રચેલી જાણુ અદ્ભૂત જાળજી;
નથી કોઈ કાળે ફાયદાકારક થયો હે ભૂપતિ,
તેથી કહું નૃપચંદ્ર કે એ આપને યોગ્યજ નથી.

૨૮

ભર્તભૂમી માતભૂમી વીરભૂમીરે!
લક્ષ્મીને સરસ્વતીની જન્મભૂમીરે!—ટેક
સ્વતંત્રતાને સંપને જે જંપવાનું સ્થાન,
નાખ્યું ત્યાં પરતંત્રતાને કુસંપે મુકામ!— ભર્ત૦
જ્યાં પરોપકાર કેરો થાતો નીર્મળ નાદ
"મારેશું" નો આજે ત્યાં સંભળાયે સાદ ભર્ત૦
માનીતી કુદરત કેરી ડાહી દીકરી
હા હા હા સ્વતંત્રતા રીસાઈ નીસરી!— ભર્ત૦
ક્ષત્રીઓ તો ઝેરી વેરી કારભારી દુષ્ટ.
લોકો બે દરકાર બન્યે, દેવી અસંતુષ્ટ.— ભર્ત૦
ભીષ્મ, રામ, કરણ કેરી આતે ભૂમી હાય!

કાળથી પલટાયા પછી પારખે ન કોય.— ભર્તૃ.

ઇચ્છન કુમારી દાસી— ૨૯

રાજચંદ્રરાજો આજ વરી વાદળ વેરીને—ટેક

જય જય મુખ જોઈએ આજ, ધન્ય ધન્ય વદીએ રાજ,

કાજ સકળ સફળ થાય, પરવા ન કલ્પવૃક્ષની— રાજ૦

૩૦

ગણું ગણું દીવસ હું ધન્ય ગણું

કલ્પતણાં ફળ આજ લણું— ગણું૦

માનું ચિંતામણી મને આજ છે મળ્યો,

ભોળી મુખથી ભણું— ગણું૦

આશા અમારી સારી પુરણ થઈ

દીઠું મુખ મન મનમોહન તણું— ગણું૦

ચંદ— ૩૧

શું સ્વરૂપ સુંદરીનું વચનથી વખાણું!

જાહાનમાં ન તે સમાન રમણી રત્ન જાણું— શું.

વૃદ્ધ વિધી રંક થકી રૂપ શું રચાણું!

ઉપેંદ્ર કેરા અંકરૂપ જરૂર ચિત્ત જાણું— શું.

સર્વ ઉપમા એક સ્થાનમાં સમાવી

શક્તિ સર્વ જોવા સારૂ બાળિકા બનાવી;— શું.

ગર્વ સર્વ સ્વર્ગ મૃત્યુ નારીનો હઠાવા

દિવ્યકુમરી આ બનાવી વીજય નીજબતાવા— શું.

પૃથિરાજ— ૩૨

પૃથ્વિપરની શું આ અબળા? ટેક

રંભા મેનકા કે પોતે પાર્વતીશું હશે આતો!
કદી વિષ્ણું વીખુટી હશે કમળા—પૃ.
જોને શું આનંદકંદ વદન પુનમચંદ
કેવી ચતુર વીચક્ષણ છે ચપળા— પૃથ્વી૰

૩૩

વિત્રવિશે વિશેશ વિચાર નહીં; જુઓ કરે છે કંઇતું કંઈ-વિ.
ઠામ ન લેખે કઈ કુઠામ નદેખે કંઇ
જ્યાં ત્યાં લાકડે માંકડું મેળાવે સહી- વિ.
ચંદ્ર કલંકીત સુર્ય સંતાપક,
જુઓ કમળ બનાવ્યું જઈ કાદવ મહીં-વિ.

૩૪

રૂચે છે, પૂછે શું તું હવે હે યાર?—ટેક
કરી સરજોરી,કાળજું કોરી,વસી છે જઈ અંતરમાં આવાર.રૂ૦
આંતર ઈચ્છું સર્વ ઈંદ્રીઓ,નયનમય કરે સરજનહાર-રૂ૦
એ રસીલીની મૂર્તી છબીલી કદી ન મન મંદીરથી ખસનાર-રૂ૦

૩૫

વાંચી હૃદયમાં જોજે વિચારી, બાજુએ રાખી બેદરકારી-વાં૰
ચંદે પઢાવી તુમ ગુણ ગીતા પાઠ કરૂં છું નીત સંભારી- વાં૰
ઝાઝું લખેથી લગાડ લેખાઉં, તોપણ હું તો સદાની તમારી-વાં૰
ક્ષત્રીવર પર પૂર્ણ ભરોસો, મહાવીર રાખજો લાજ અમારી-વાં૰

કર્ણાટકી— ૩૬

નફટ મદન નટ ખટ મને ઝપટ સપટ ઘેરે—ટેક
શરમ સમજ સકળ મુકવી નીસરૂં હું કઈ પેરે?

નીઠુર મદન નરગ બદન બાણુ લઈ વિંધે—નફ્ટ૦
રગ રગ વહે ગરમ રૂધીર શરીર ધખ ધખેછે
ઈશક દરદ આશક વૈદ્ય વગર કોણુ ફેડે—નફ્ટ૦

કર્ણા૦-દાસીઓ— ૩૭

ચંચલ ચતુર સુજાણુ જરાક આપ માનો પ્રીતમ પ્રાણુ-ટેક.
રંગીલા રસીલા પ્યારા રીસાઈ રહોશું ન્યારા
હઠીલા હઠ આશી માંડીરે?
છાંડો જક છક છેલ હવે તો તક આ ના ચુકીરે-ચંચળ૦

કૈમાસ૦-કર્ણા૦— ૩૮

અરે નારી જવાદે નાદારી વાતનું અંતર જોને વીચારી-ટેક.
સ્વારથ તારો શીદ બગાડે? પ્રીત કરાવે લાચારી— અરે૦
મન નહીં માગું મન તનમાગું ભાગ્ય દશા તુજપરવારી-અરે૦

કૈ૦ ક૦— ૩૯

જાજારે અનાડી વાત આતે શું ઉચારી
બુદ્ધિ છેકજ બગાડી, તજી સઘળી તેં લાજ
હાથે કરી વોરી લેવી ધારે થઈ વ્યભીચારી
પરભારી કેમ ખાલી આવી આ પીડાજ?
જાણ્યું, જાણ્યું એતો લાલ, મુકી આળને પંપાળ,
માંડો પ્રેમની નીશાળ, આતો કાળફરી કોઇ
નહી શીશ મળનાર, કરી તન કેરી પાટી,
રજપ્રીતીનીજ છાંટી, મન કલમ સુધરાી,
લઈ આંક પ્યારા પ્યારા ઘડી ઘડી ઘુંટનાર
જાજારે તું અહીંથી, કાઢો કાઢો પ્રેમ પોથી;

થઇ પ્રીતી ઘો તું ચોટી, ખાલી શીદ કરો ખોટી,
આવો આવો દીલદાર કરો કાંઈ ઉપકાર, આવો.
મુકો પેલે પાર, નાની આ ખીચારી નાવ
જોબન સાગર માંહી ઝુલનાર, દુર દુર રહે તું દુર,
થશો છેકજ આવા ક્રુર? આવ્યું કયાંથી પ્રેમ શુર?
જોઇ આપનુંજ નુર
વાહ વાહ મારી વ્હાલી, થઇ આજથી તું મારી,
મેંતો હાંસી કીધી હાલી, જોવાને પ્રિયા પરિપૂરણ પ્યાર;
રમો આજે રાગ રંગ, અતિ દિલમાં ઉમંગ, શોભે પ્રેમી
પ્રિયા સંગ, ગચે મદનનો જંગ-લાવ્ય લાવ્યરે સાહેલી
શિરોઇ શરાબની પેલી, થઇ હુંતો ગર્વ ઘેલી, ધન્ય ભાગ્ય
આવા દિલદાર.—

દાસીઓ— ૪૦

કાંઈ રંગે રમતાં રજની જાશે પી લ્યોને શરાબ—ટેક.
પૂરણ ભરીયું રસીઆ આ લ્યો પ્રીતરસેથી પાત્ર,
માનુની દેખી મુનીવર ચળીઆ આપ ગુતે કુણ માત્ર=કાંઇ૦
સાજન સજની સલાહ કરીને મારી કાઢો કામ
એ પાપીડાએ પોકરાવ્યા તોબા તોબા રામ- કાંઇ૦

પૃથિ૦ કર્ણા૦— ૪૧

જાને કમજાત હવે વધુ શું સતાવેરે
જાહેરાંત રમી જારી બાનાશાં બતાવેરે—
ભૂલ મારી મોટી થઈ સંઘરી સાપણીરે
પ્રપંચ ન જાણ્યા મેંતો તારા હે પાપણીરે—

માફ કરો, માફ કરો, માયાળુ મહારાજારે
મેં તો મુરખીએ લોપી મહીપતી માઝારે—
નજરો નજર દીઠાં જુઠું શું ઠરાવુંરે
નશીબ ફુટ્યા પછી હું ઘણી ગભરાઉરે—

કર્ણા૦— ૪૨

હાય! દશા આશી અમારી
ઝેર વેલ વ્યભીચારે વધારી.—રે હા૦
મેના મધુરી હું રમતીતી રંગે
પુઠે પડ્યો વ્યભીચાર શિકારી.—હા૦
અમૃત પ્યાલો ઢોળી ખાલી
હું બાપુચક બની છેક બીચારી.—હા૦

દાસીઓ— ૪૩

કાંઈ ઝોલા ખાતી થઇ તું બેની મઝા મુકીરે.
શું કરવા ગભરાઈ શાણી ફિર રહે ઉદાસ,
શ્રી જયચંદ આવાસ વરીશું, પૂરીશું મન આશ.—કાંઈ૦
એછે યુક્તિ બરાબર બેની, થા ઉઠી તૈયાર,
વેરીના વેરીની દોસ્તીથી નીકળશે સાર.— કાંઈ૦

જયચંદ— ૪૩

એ નાદાને અરર અડા ભાઈ મારોજ માર્યો
એ ચંડાલે જગન શુભ આ હાય મારો બગાડ્યો
નાના ઈચ્છા વર તણું નહિ મૂર્ત તો ફેરવાશે
એની મૂર્તિ જરૂરજ છડીદાર સ્થાને સ્થપાશે.—

કર્ણો૦— ૪૪

વાહ ખીલી શું રહયો વર્ષાઋતુનો રંગ
મદન મહિપનો જબરો મચ્યો છે જંગ— વાહ૦
લીલું કલ્હાર આ ભાસે ભૂતળમાં
લીલાલહેર પીયુ પત્નીનો જ્યાં પ્રસંગ— વાહ૦
બગલી ઊદાસી ગંગાજી ઉપર
મેઘ બિના કોણુ રાખેરે એનો રંગ— વાહ૦

ધનપત— ૪૫

મોટા જનને વશ કરવાને મંત્ર જંત્ર કાંઈ સાધે છે,
કંઈક બીચારા પોથાં થોથાં નિત નાહક ઉથલાવે છે;
જુઓ વગર મેહેનતે અને તે વળી મફત
અમે સાધ્યો રામબાણ મંત્ર ખુશામત,
ખુદ ખુદા જેવા જેથી રાજી રહે તરત—જુઓ૦

સંયુક્તા— ૪૬

સખી સુઝે ન કાંઈરે—
ચોંટયા ચોંટયા ચિત્ત એ ચહુઆણ, ગુણ નીધાન—સખી.
કરૂં શું હા! વિચાર, ચિત્ત આ લાચાર રે અપાર.
બેઠું પ્રીતમ પાસ, થઇ હું હા! નિરાસ—ચોં૦
કોમળ હું લતા મરૂં પ્રીતમ ઘન ઘટાવિના
કામે દાઝતાજી થઇ હા આ છટા.—કો૦

સાહેલીઓ— ૪૭

બેની મરી રસિલી, કેમ હઠીલી આજે થઇ તું આમ?
નથી તું કાંઈ ઘેલી, છેલ છબીલી, કેમ હઠીલી,—આજે.—ટેક.

જો કે તું પૃથિરાજથી પામે સ્વર્ગ સમાનજ સુખ,
તોગે ચાલી વિરૂદ્ધ વડીલથી દેવાગે તેહને ન દુઃખ.
કેમ મેલાપ ઠેલી થાળી પીરસેલી.— કેમ. આજે૦
લક્ષ્મી ને જેમ વિશ્નુ શોભે સીતાને જેમ રામ
દંપતી દીપસો તેમ તમે પણ વૃદ્ધ ઘણા ગુણ ધામ.
ડાહી તું શું ભણેલી, શાસ્ત્ર શીખેલી.—કેમ. આજે૦

સંયુક્તા— ૪૮

સાહેલીરે, આડી વાત ન આણ.— ટેક.
તલસ તળસ થયું છે મન મારૂં
ભુંડી રાખ જરા તો ભાન.— સાહેલી૦
મદન ગોઝારો દુશ્મન મારો
કેમ થાએ અલી તું અજાણ સાહેલી૦
શું કરવું કાંઈ સુઝે ન મુજને,
નિવડયાં સ્નેહી નાદાન.— સાહેલી૦
શોભે તે કરજે અલી શાણી,
મારો નથી ગયો ભગવાન.— સાહેલી૦

સા૦— ૪૯

અલી ચંચળ નાર કાંઇ ધીરજ ધાર
મન જરીક વાર, છે ત્યાંજ સાર
એક પલકમાંહી બની આમ ઉદાસ.— અલી૦
હજુ રમવો રાસ, થાએ શું નિરાશ,
ખરે સમજી ખાસ, કાઢ શોકપાસ,
નાંખે શું નિશ્વાશ કરી નાથ નાથ— સાહે૦

**સઘળા—** ૫૦

બસેરા ભૂપાળો, મળી તમે દીધું બહુ માન—ટેક
પોતે પધારી કીર્તિ હમારી વધારી હે વિદ્વાન- બસે૦
સંયુક્તા આ સુતા અમારી ચંચળ ચતુર સુજાણ—બસે૦
પસંદ કરશે પ્રીતમ પોતે જ્ઞાની વીર ગુણવાન- બસે૦
રત્ન રૂપાળું રાચી રહેશે શોધી લઈ શુભ સ્થાન—બસે૦

**જયચંદ જુન્હાઈ—** ૫૧

સંયુક્તા તુજ સજની બતાવશે નરનાથ તણાં નામ
ગુણ વર્ણન પણ કરશે શોધી લેજે શુરવીર ગુણધામ—
કમળા સરખી કુમરી બિણુ કડે વરમાળા ધરજે
કેહેર કંઠીર આહી મહિપતિમાંથી કંથ નકી કરજે.

**સાહે૦—** ૫૨

બેની મારીરે, આછે ભૂપ ભાગ્યશાળી,
માળા નાંખોરે પસંદ કરી પુણ્યશાળી;
ચાપોત્કટ કુળ મહારાજા જેથી વીરમંડળની માઝા
"ભીમ" રણ ભૂમિમાં ગાજ્યા.— બેની૦
આબુપતિ આ જીત નામે, મરૂપતિ જો આ પતિ પામે
હઠીલા વીર શીર નીજે નામે.— બેની૦
આ પરમાર કુમાર પ્રતાપી "કેહેર કંઠીર" અરિ સંતાપી
પ્રજા પીડ સકળ જેણે કાપી.— બેની૦

**સં૦ સા૦—** ૫૩

હા બેન, હા બેન, કેવો આ મુજપર જુલમ જુલમ
કરૂં શું હાય પડે ન ચેન—
ગભરામે શાણેરે સખી—હા૦ બે૦—એવાં હશે કરમ

**સંયુકતા—** ૫૪

માનત મોટા એશાન તાત તમારો હું તો તો

જનમતાં હોત કરી દૂધ પીતી, ઝેર ઘોળી પાઈ હત ગળથુથી
થાત આજે ન આવી હું ભુંડી—તાત૦
વૃદ્ધિની વાત કિયા ખાનું પાતક, આ નિરભાગીને લેશન લાગત
થયો જગડો એ આજે ન હોત—તાત૦
પાણી પેખી શીદ મોટી કીધી? લીખવી શાણે શાસ્ત્રની નીત?
કુવા જાણીને પડતાં અનીતિ—તાત૦
પ્રીતની રીત ગઢન જગ જાણું, પંથ એ પરમ કઠુર પીછાણે.
કહું વિવેક મુકી શુ વધારે—તાત૦
સંકટ સમયે સગાં કર સાંપજ, કે પછી રાજા શરણુ જગ જાણજ
તાત રાય કોપ્યે શો ઉપાય?—તાત૦

**સં૦ જયચંદ—** **પપ**

આરે તાત સુણો તાત મારી વાત જરા
નાદાની મુકી દે દીવાની—આરે૦
નાહક હરદમ મને સતાવી ખીજાવી લાજ
સઘળી મુકાવી રાખો કાંઈ બાકી બાકી—આરે૦

રે અણુસમજુ છોકરી, લેવા બેઠી ટેક
હાથણી પર્વત પાડતાં, દાંત ગુમાવીશ છેક.
આપ ટેક ખતર નહિં, ભત મારો બગડાય
કંટાળી કાંટા થકી, છોડ ગુલાબ છેદાય—ના૦

**જ૦ સં૦ સા—** **પ૬**

માન હજુ જરી નાદાન દીકરી
પાછા પેસે હાથી દાંત બહાર નીસરી? ટેક.
હજુએ કહું છું માન મુરખી, મારો તો નક્કી નાકાર.
મરવાને ધર માથું તારૂં, લ્યોને તેનો આ તૈયાર;—માન
મહારાજાજી માફ કરોને, એતો નક્કી છે નાદાર
લાજ લુટાવા બેઠી દુષ્ટા, છોડ છોડ આરે તરવાર.

જુન્હાઇ જ૦ સા૦— ૫૭

હાં હાં હાં હાં રાઠોડરાજ, શું રે કરોછો આ કાજ?
નાના થોભાવો મને નાહક, ઊતારૂં આજે હું એનો છક;
તજીનું તરત જક, સમજો રખે ફરક— હાંહાં
એતો મુરખને આપ ચતુર, કાજ ઘટે આ નક્ષત્રિને ક્રુર,
અંજબ અજબ કે આવો અજબ કે કરવો ધાર્યો ગજબ
રે જાઓ રે રાજ તજી ઘો દાજ
રાખો રાખોરે મારાજ—હાંહાં

જુન્હાઈ— ૫૮

શરમ નહિં તને અલી નાદાન છોકરી
કોની પુત્રી કયાં જવા મતિ ભુંડી કરી? -શરમ૦
સિંહણીની શું જાણી ચાર જૈ ચરી
કસ્તુરીની વાસ કદી પ્યાજમાં પડી— શરમ૦
કુતરાને ખીર મુઈ નાંખતી ખરી
રહેને રહેને છાની અલી મુરખીમરી— શરમ૦

સં૦— ૫૯

રે માત તમે શું સમજાવો, શું સમજાવો, શું ધમકાવો,
શું ગભરાવો, શું ભરમાવો, લઈ જીવ કરો છુટકો મારો-રે
મન મારૂં જેથી છે માન્યું, વળવાનું ત્યાંથી નહિં વાળ્યું,
નહિં ડગનારૂં, નહિ હઠનારૂ, નહિં ચળનારૂં, પ્રીતિનું
કામજ છે આવું, ચંચળ નર નારીમાં ચાવું— રે૦
કયાં પુત્રી હું જયચંદ તણી, કયાં એ ચહુઆણુજ
વીરમણી, કયાં કાચમણી કયાં સાચમણી, રત્નાકર કયાં
ને ગાગર કયાં, કયાં ગમારને વળી નાગર કયાં—રે૦
ગળ્યો મારવાડમાં કલ્પતરૂ, કોઈ કાળે નાના નહિં વિસરૂં

નાના નહિં મુરખ માંહિ ઠરૂં, રે ચાય ભલે રીબી મારો
કે ચાય ભલે ગરદન મારો, કે લુણ ભરાવીને મારો—રે૦

સં૦— ૬૦

શાણી સુણ સજની, દિવસને રજની
રસિયા વિના શીરીતે જાય જાય જાય
ગહા ગરમ આ મદનની માત્રા
લાગે અંગો અંગે હાય લાય લાય સાજ—શાણી૦
એ રસ ભોગી વૈધ ભ્રમર વિણુ
માલતીનો જન્મ ભોજે જાય જાય જાય—શાણી૦
ચાલ ધીરજ ગોળી તું ધસીપી
લાગી એની પ્રભુજીને પાય પાય પાય—શાણી૦

પૃથિ૦— ૬૧

મળે કયારે પ્યારી મારી, એ ચંદ્રવદની નારી—મળે૦
પ્રેમી જનની મીઠી પીડાની પ્રેમીનેજ પીછાણુ,
નહિ પ્રાણુનું પણુ જ્યાં ભાન, પ્રીયાનુંજ ધ્યાન, રહેનરધારી;—મળે૦
જળચર જીવ આ પ્રેમે પરસ્પર કેવાં કરે કલ્લોલ!
કુવી પ્રેમની ચાલી છોળ! રમે રંગરોળ! ફિકરનેં વિસારી;—મળે૦
હું પણ કયારે એ રસવેલીની પુરણુ પામી ભાળ,
એક દરશનથીજ થઇ ન્યાલ, ધરીને વ્હાલ; રીંચું રસવારી—મ૦

સં૦— ૬૨

દુર્લભ જનમાં મન આ, તન ગુરૂ જનને વશ છેરે એની
સાહસ કાંઈ ન સુઝે, મરણ વગર શું શરણુ અવર કેની.

સં૦— ૬૩

રાજથી લાગીરે લગનમારી
સ્નેહ સફળ થવો આજ સજનથી

ઝાલી પ્રભુએ બાંહ્ય,
વારૂ વારૂ તોયે મન ન મનાયે
દિલદાર પાસે દોડી દોડી જાયે; લ૦
પ્રથમ નજરમાં પ્રીતમ પકડયા,
પળ પળ ગુણ તસ ગાય,
પલકે પલક પ્યારાજ પુકારે,
જોની સોભી જરી ન લજાયે; લ૦

સા૦— ૬૪

રસીલી તુંમ મુરત રાજ મનોહારી
એરૂ જાઉં વાર હજાર હું વારી—રસી૦ ટેક
એ રસવેલીની રક્ષણ કરતા, લેજો અમોને વિચારી—રસી૦
કયાં છે કયાંછે એ રસવેલી, જુઓને પેલી અટારી—રસી૦

પૃથિ૦— ૬૫

જુવન ઝરૂખે મેં જોઈ નાજુકનાર.
ચતુર નજર શર મારી ધીર ધારી
મારી ધીરજ હઠાવી તત્કાળ—ઝરૂખે૦ ટેક
રચ્યો મંદ હાસ્ય સુખકંદ ફંદ, ફર્યું હૃદય કરૂંહુંશો વિચાર
સાથવીરતા લેઈ હાથ કરી કેદ મુકી ગઈ પેહેરો પ્યાર—ઝ.

સા૦— ૬૬

પ્રેમનો કીડો વેલી એ વિષે, એથી બની એ બીચારી—રસીલી૦
ચતુર વીચીક્ષણ, આપ છો માળી, કલમ કરીદ્યો સુધારી—ર૦
પેલી બારી બાળાએ બેડી પાવન કરીએ પધારી—રસીલી૦

સં૦સા૦— ૬૭

આવત વ્હાલાજી. આવત વ્હાલાજી—ટેક

સાહેલી ચંદ્રવદનજો વિગળને વિશાળભાગ

છેલ છબીલ છોગાળાજી—આ૦

ફળી ફળી સહુ આશ આજ, રસિકને રૂપાળા

મોહન ગુણની માળા, ડગલે ડગલે અમૃત ધારા

સિંચી સગાવે વ્હાલા, મદન જ્વાળાજી—આ૦

પૃથિ૦— ૬૮

શાને તું શરમાવે, પ્યારી, મન મારૂં મુઝાએ—ટેક

સંકટ સહસ્ર સહન કરી વાટે, માનુની આવ્યો તારે માટે

કેમ હવે કચવાવે પ્યારી, —મન૦

બળે મદન બાણે તન વ્હાલી, કર શીતળ આલિંગન આલી,

હાલ હાલ હરખાવે પ્યારી —મન૦

સં૦— ૬૯

ચતુરાણુ છો સુજાણ, જાણુ આપને હશે,

ન ક્ષત્રી પુત્રી ધર્મ કોઇ કાળ ચૂકશે--ચતુ૦

સાગર ચંદ્ર દેખીને ઉમંગે ઉલ્લસે

મર્યાદ તે તથાપિ શું કદાપિ મૂકશે?--ચતુ૦

પૃથિ૦— ૭૦

હવે બાહાનાં ન બનાવો, મારી પ્યારી જાન,

કરો ગાંધર્વ લગ્ન, પછી શું નુકશાન—હવે૦

ચંદ વચનથી છબી ચિતરી ચિત્ત

ધરૂં હજુ કૃશોદરી તારૂં ધ્યાન—હવે૦

રાત દીવસ રટું રમણિક રમણી
ગાઉં ગુણવંતી એક તારૂં ગાન-હવે૦
ઘુંઘટ વાદળથી વદન ચંદ્રનું
દે ભાવિક ભક્તને દરશન દાન-હવે ૩
દીપ પતંગનો બાવ ન ભજવો
દે પ્યારી મારી અધરામ્રત પાન-હવે૦

પૃથ્વિ૦સા૦સં૦— ૭૧

ડાહી મારી પ્યારી થાય આમ કેમ ડરકણ?
ઝટપટ ગ્રહણ કર, પ્રગાળકર,
ધીરજ ધર, પ્રભુજી સ્મર, જરાક ડરકણ-ડાહી૦
કર મનમાંહિ બાપ વીર છાપજ
શું ભુલાય કરી પરવશ કાગળ
તુજ વચને જીવન પણ અરપણ
લે બતાવ હવે અડચણ-ડાહી૦
લખી પત્ર કર્યા શીરછત્ર સખી તેં,
શું ફરાય દઈ વચન ને તનમન?
ચાલ ચાલ મુક બાળા ચાળા
હૈયું તો અહી ધડકત—ડાહી
લેની એની પ્રીત સાંધ બાંધ કર મીંઢળ.
પણ મમ તાતજી ટેક પુતળું
શું જોઇને કર્યું સખી પૂતળું વર—લેની
આપ વચન થકી આપ વદન જોઇ લ્યો બાંધું
ધન્ય જય જય ધન્ય દીન ધન્ય દીન ચાલો હવે ઝટપટ.

સૈ૦— ૭૨

પિયુજી કેવી પ્રાતઃકાળની લેહેર?
ભાનુનિ માનો મહા પ્રભુજીની મ્હેર; પિયુ૦
કીલકીલ કરતાં પંખી રમે છે,
કેવી સ્વતંત્ર પ્રેમની લ્હેર
શાંત કુમારી કુદરત સાથે
મંદ પવન કરે લ્હેર; પિયું૦
અરૂણ સુર્યનો સાથી લાગ્યો,
સંદેશો પૂર્વ પ્રિયા ઘેર; પિયુ૦
સુંદરી સ્વામી સૂર્ય વધાવી,
સ્વસ્તિક પુરે ગોમર; પિયુ૦
સ્વાંમી સૂર્યનો પ્રેમ અલૌકિક,
પસારે કર હર્ષ ભેર; ભાનુ૦
અગણાનાનો અધીપતી પતિ છે,
એવિણ સઘળું ઝેર; પિયુ૦

દાસીઓ વિ૦— ૭૩

દૂર દૂર દૂર, જારે દૂર દૂર દૂર, ચાલ્ય મુક માગ જઇએ
રાજાની હજુર, ચાલ્ય ચાલ્ય, ચ લ્યા જાઓ, નહિંતો પડશે માર
બેસ લુંડી કોણ અમને તું મારનાર—દુર.

પૃથિ— ૭૪

પ્રિયા કહું, કે દિલદાર કહું, કે હું તે તમને શું કહું,
અર્ધાંગ્ના કહું, કે હું કહુ જીવ જાન, કહું કે શું કહું—પ્રી.
જો પ્રિયા કે દિલદાર કહું તો જુદાઇ આપણી ઠરે
જેમે સોંપ્યું સર્વસ્વ તેને અર્ધાંગ્ના શીરીતે કહું!—પ્રી.

પત્ની, કાન્તા, જાયા, છટએ પ્રીતીને શોભે નહિ
કુરબાન જેને કાજે જાન, જીવ જાન તે કહેવાય શું?–પ્રી.
રમ્મા, કે રાધાજી કહેતાં લાગે કલંક પ્રેમને
વિયોગી પળનો પણ નાવેઠો સીતા શીરીને કહુ?–પ્રી.
પ્રીતીને જે પાત્રછે, ને પ્રેમ મૂરતિ માલ છે,
તેને દૈવી, દેવી, એજ શબ્દ હાહા ઠીક છે.

સં૦— ૭૫

દાસી હું તો સદાની એરી એરી લાલા દાસી દામ વિનાની–એરી૦
દાસી હું તો તમારી–
નયનની કીકી છો હાર હૈયાના.
લાગીછે વ્હેલાલા જોઇને લટક. દાસી૦
ગથન વિના રંકકર ચડયું સેજે
રતનના જતનની તનમાં ખટક. દાસી૦
શિરછત્ર સ્વામી છો વીર શીરોમણી
કામદેવ ભલે લાવે કટક. દાસી૦

મોતીચંદ— ૭૬

એમાં તે શેનું પાપ, લાભ જેમાં છે અમાપ;
વ્યાધીનેને વેરીને તો મુળથીજ વાઢો, છે નીતિ શાસ્ત્રે છાપ–એ૦
ચોરી નથીને નથી વ્યભીચારી, મારવી નથી કોઇની ધાપ–એ૦
ઉપાય સારાછે ફળસાગે. મણી કાજે સતાવીએ સાપ–એ૦
કોઇ ડાળીને કોણ ન કહેશે, કે ભાઇ વ્હેલી વ્હેલી કાપ–એ૦

સં૦— ૭૭

આજે દીઠી ઉદાસી, ઓ સ્વામી મારા. આજે૦

વદન રતનમાં એબ આ આવી, હાવી ક્યાંથી ઉદાસી–આ૦
રાહુએ ઘેર્યા ચંદ્ર નિરખતાં, પોયણાની દશાશી– આ૦
તર્ક વિતર્ક અનેક ઉઠે છે, કારણ કહોને વીમાસી–આ૦

પૃથિરાજ— ૭૮

સુતોતો હું સુંદરી, અચરજ દીઠું આજે પ્રિયા મેં
આવી એકાએક એક પરી ઝટ આકાશમાંથી ઉતરી–સુ.
હાથ ઝાલી ઝટ મારા પછી તે રોશથી તાર્યો જાણી ફરી
તરફડીઆં માર્યા છુટવા એવે રાક્ષસી હાથી આવ્યો ધસી–સુ.
થર થર કાંપી બોલ્યો હર હર ત્યાંતો ગઈ આંખ ઉઘડી
ઉદાસ આથી હું છું પ્રીયા હવે શું બનસે જાણે શ્રી હરી–સુ.

પૃથિ૦સં૦— ૭૯

બેસો બેસો પ્રીયા પ્રાણાધાર
આવી પહોચ્યું યવનસેન
માણોએશારામ પીયુ૦ ભુલુ ચતુર થઈ બાન
લઇ કાયા જઉ પ્રાણાધાર સોંપ્યા તમને સલુંણી પ્રાણ

સં૦— ૮૦

થાઓ વીજય તમારોરે શૂરવીર સ્વામી
જનમ્યા છે જગમાં જે મરણ તે સહુ માથે
કિરતી લ્યો હાથે સાથેરે—સુરવીર૦
શૂરવીર ક્ષત્રી જાયા રણરંગ સામા ધાયા
અમર છે તેની કાયારે–સુરવીર૦
ઘુમો લઇ તલવાર, જાયે અરિજમદ્વાર

સદા રહો હૈયાના હારરે-સુરવીર૦

સં૦— ૮૧

ઘુમો રણમાંરે ઝટઝટ, ઘુમો રણમાં ઝટપટ
ધારી નારી સૌ કરતા વાતનો ધિક્કાર
રે'તી નથી જીભ તોયે રોકુ વારંવાર
દુઃખ વિના સૂખ નહિં મળનાર
જનમ્યા ત્યાંથી કોઇ દિન મરવું છે નિરધાર
પોંચો રણમાં વ્હેલા, વ્હેલા હે હૈઆના હાર
શોકય આવ્યે કિરતિ કન્યા એનો નહિં શોક
લાજ સઘળી તમને સોંપી એ ભૂલોમાં
રે પિયુજી રણ રસીઆ.
કો'તો સ્વામી સાથે આવી મારૂં શત્રુ ઠાર
નાના દિલદાર, નાના દિલદાર,
વારૂ મારે આવ્યે યશમાં ભાગ પાડનાર—નાના
તમારો સ્વામી શું નારી સાથે જીતનાર.

રેણુશીકુમાર— ૮૨

તમે ડરાવો મને શુ આમ, તમે ડરાવો મને શું કામ
હું છું ક્ષત્રીનો જાયોરે-તમે
રજપુત બચ્ચો રણની રમતમાં હારે કદી શું હામ-હું૦
શૂરવીરના હાથમાં શૂરાતન છે, હાર જીત કરીને તમામ-હું૦
જીત્યેથી કિર્તી ને મુએથી સ્વર્ગછે પાછા જવું છે હરામ-હું૦
લડાઇનો મામલો જો બદલાયો આપજ પધારો આમ-હું૦
વૃદ્ધ શરીરે દુઃખ શે વેઠો, ભલે સંભારો જઇ રામ-હું૦

પૃથિ૦— ૮૩

ગઢ ભણી તુંજ કહ્યું માની ના દાખવરે નાદાની
તુરકોના લશ્કર તણો હજુ ન આવ્યો તાગ
જાજા જલ્દી જા હજુ પછી ન મળસે લાગ
પ્રાણ પલકમાં તુજ જશે જાશે મુજ નિર્વંશ
ભુંડા દીલમાં રહી જશે દુશ્મન ઉપર દંશ
હાની એ એક થવાની—ગઢ૦

રેણુ૦— ૮૪

જાણી બાળ તમે બિવરાવો પણ હું છુ ક્ષત્રીનો જાયો
સિંહ શીસુ ડરશે કદી ગજપર ભરતાં ફાળ
મોત સમજતો હું નથી હું છું કાળનો કાળ
પાપી કે કાયર ડરે મરવું જગમાં જાણ
હું નીરદોષો શુર નર ડરથી ખરે અજાણ
ગણો ગાંડો કે પછી ડાહ્યો—જાણી૦

રેણુશા-કલ્યાણ— ૮૫

ઓ રાજ પાય લાગી માગીયે છે આજ
કે અમને આગ્ના આપો યુદ્ધે જુઝવાજ
સાધીને આ લાગ લ્યો ગઢ ભણીનો માગ
રે ગાં ભાગ્ય લાગે કુળને કાળો ડાઘ.
હઠ લઈ ભાઈ આમ શેણે માગો મ્હોત
અમારે આ સમશેરોનું પારખવું છે પોત
ભાન માન ગાન ના થાઓ નાદાન
માતાનું લજાવીએ શુ મારે રતન પાન

ફેરવી આ સમશેર ઘુમી ઘુમીને ચોમેર
શત્રુઓને મારી ઠેર મેળવાશુ પ્રભુમેર. જય જય જય.

કલ્યાણ૦— ૮૬

મને મુકી ચાલ્યા ક્યાં મારા તાતજીજો
સુનો સુનો લાગે છે સંસાર—મારા તાત મને૦
હવે વાધ્યું સ્વદેશપર પ્રીતનેરે
કોનો કોનો રહ્યો હા આધાર—મારા તાત મને૦
રંડાઈ છે રણભુમી રાજવીરે
હવે દેશે મલેચ્છ મુછે તાર—મારા તાત મને૦
કોણ દેશે સલાહ સુખશાંતીનીજો
કોની પાસે વિસામીશ વાત—મારા તાત મને૦
મેના ભર્તં ભુમી પીલશે એ પાપીઆરે
ચાલ્યો ગયો ચતુર રખવાળ—મારા તાત મને૦
જાગોને તાત જોગી રાજજીરે
મારો મારો નોહક દુભનાર—મારા તાત મને૦

પૃથિ૦— ૮૭

ઉઠો એકવાર લઇ તરવાર—સંગ્રામે ઝુઝો ક્ષત્રીવીરોરે
મારો પાપીઓને પલકમાં ઠાર. સંગ્રામે૦
કૂદી દુશ્મનોને મારી કરો પાર. સંગ્રામે૦
સિંહ સામે એવા વરુનો શો ભાર. સંગ્રામે૦
ઝુઝી દેશ હીતે શુરા ક્ષત્રીવાર. સંગ્રામે૦
દાખો સાચુ ક્ષત્રીપુત્રનું રૂધીર. સંગ્રામે૦
આવે સમે જીવ સંભાળે કંગાળ. સંગ્રામે૦

સત્યે સાય થશે જગત કૃપાળ. સંગ્રામે૦
ચાલો ઉઠો ચઢો બોલો વીરરાજ. સંગ્રામે૦
જય ભારતભૂમીનો જય આજ. સંગ્રામે૦

સાહે૦— ૮૮

ધીરજ ધારો ધારો ધારોરે સખી
શોક ન કરવાં આણુ—લગીર મનમાંનો. ધા૦
કોઈનું કથન નહી કાન ધરે સખી
આને શું કહેવાય. લગી૦
કઠણ કાળજું રાખીએ બ્હેની
સંતોષે સંખાગ. લગી૦

સં૦— ૮૯

લાચારી ધારીરે અરે ઓ ઇશ્વર. લા૦
છો દુઃખ હરતા, દિલમાં ડરતા, રમરતાં, ટળતા
નરડરને આ કારી કારીરે. લા૦
પંજર પડીગો હંસ હળેલો, પાપ નડગાં પૂરવના આખર
રડતાં કુટતાં ઝુરતાં હાય હારી હારીરે. લા૦

સા૦— ૯૦

શાન્ત થારે બેન, શું ઉચાટથી વળે
ગભરાટથી શું ગુણવંતી તાપતે ટળે. શાન્ત૦
દશાની દાઢમાંથી, નહી કોઇએ ખસે
સદા સુખી કે નીત્ય દુખી કોઇના દીસે. શાન્ત૦
રાય રંક સર્વને દશા દબાવતી
કારીગીરી ન કોઇ ભાગ્ય સામી ચાલતી. શાન્ત૦

સં૦— ૯૧

વ્હાલી કેમ વિપત આમ સહજ વીસરૂ
ક્ષત્રીવીરનાર કેમ દીલમાં ડરૂ. વ્હાલી૦
ક્ષત્રી વર પુત્રી મ્હેલ માંહિ ઉછરી
પામી વીર નાથ નાથ આશ સૌ ફળી. વ્હાલી૦
હા હા પણ હાલ હાલ આશ સૌ ટળી
જોની. બેની, સુખણી ટળી, દુખણી બની
હાય શું કરૂ. વ્હાલી૦

સં૦— ૯૨

કંથ વીણ હાય હુંછું હેરાન, જળ વીણ મીન સમાન. કં.
સ્વામીની સંગે બાગ બગીચે, રમતી હું રાગને રંગ
સુના બાગ બગીચા નીહાળી આગ ઉઠે છે અંગ. કં૦
બળી લાકડાં થાય કોયલા કોયલા બળી થાય ખાખ
પ્રેમ અગ્નિથી જે બળે તે નહી કોયલા નહી રાખ. કં૦
બાલાના ભલા વેહવાં કે જીવ જતાં છુટાય
વિયોગ ભાલે હાય વીંધાતા જીવાય કે ન મરાય. કં૦

કર્માદેવી—કુ૦ કુ૦— ૯૩

કુંવરી કુંવર કોડામણા છે માગા માજી હાય હાય
આજે રડો કેમ માતજી ઉર જોઈ ઉભરાય. કુંવરી૦
આમ કરે છે બા કેમ તું ખીજયા શું તને તાત;
તાત તમારા પાછા થયા વંઠી બાળુડાં વાત. કુંવરી૦

કર્મા૦ સા૦— ૯૪

ઝટ ઝટ ઝુકો કેસરીઆ કરવા.

૧૨વાર લેઇ માર માર માર માર કર પાર રે. ઝ૦
શું ક્ષત્રિને જાણુનારી વશ મ્લેચ્છ ને રહેનારી
શીત આગથી ઝરનારી કોઇ કાળે ન ચાલે. ઝ૦

જયચંદ૦— ૯૫

આજથી ન દૃષ્ટ દેશો નામ માહારૂં ફરી
ટક ટક જવા દઇ ભોગવો કર્યા હાથે કરી. આ૦
ખારમાં ખુવાર થઇ કહું સાર વિસર્યો
આ નાદાર પાસે પડી સાર નીસર્યા. આ૦
આગડાઇ પડયો આખરે ના લહ્યા ભેદ હા
હવે ભાગ્ય હીન વસુ કયાં જઇ અહા. આ૦
ધર્મને ધોઇ પાધો ને નાખી ભાળ આ
થવાની સાચે આ દશા માન્યેથી હાઝ આ. આ૦
દુરજનની દેસ્તી હાય કરી અપકીર્તી કરી
ભાગ્યવાન કોઇ ભજે ભેટાડે કીર્તી સુંદરી આ. આ૦

જયચંદ૦— ૯૬

કર્યા મે પાપ કારી ગતી કેવી થનારી
પ્રગટયો પશ્ચાતાપ કીડો નિચ બુદ્ધી પડ નીવારી. ગ૦
માત ભૂમિ મ્લેચ્છ કીધી સૂર ભ્રાતાઓ સંહારી
વંશ વાળી વીસારી. કર્યા૦
તુંકે શાહાબુદિન તેડી કાસી હાગે ઝેર ઝારી
મતી શી થઇ મારી. કર્યા૦
અદેખાઇ સર્પ પાળી આ રહ્યો હું અવિચારી
ટીલી લિધી રે કાળી. કર્યા૦

વીર પૃથિરાજને ને સમરસીંહને સતાવી
ગાત ભૂગી રંડાવી. કર્યો૦
માત જમુના ખોળે તારે પાણી આછે દેહ મારી
લેજે સુંજે ઉદ્ધારી. કર્યો૦

પૃથિ— ૯૭

હા થયા આ હાલ મારા હાલ હે હરી
સ્વયંદશાની દીકરી દરિદ્રતા વરી હા૦
ઉશેટી ને ઉત્સાહ ને ને સાધનો હરી
સંપતી અદેખાઈથી ઝટ ચાલી નીસરી. હા૦
ભુમીપતી હું હાયપતી કાયનો નથી
પૃથ્વી પતીને પાય દેવા જોયતો નથી. હા૦
કે કેલા અંન આશરે કેદિ આ કાયા નભે
પ્યારી પ્યારી ભૂમી ભૂગી જીભથી જપે. હા૦
તોયે સ્વતંત્ર મન મારૂં દુર દેશમાં ભમે
મારાં ભુમી૦ માત ભુમી સ્વર્ગમાં રમે. હા૦
સૂર્ય સોનાનો ઉગે ત્યાં વાયુ સુગંધી વહે
ના ના તારા ભાગ્યમાં નહી જીવ સું કહે. હા૦
બેડીનો તો ભાર કાંઈ ગણુતીમાં નથી
પરતંત્રતાનો ભાર ભાઇ વેઠાતો નથી. હા૦
ધારૂં તુચ્છ રાજ પાટ માલને મતા
હાય મોટો તોટો તારો છે સ્વતંત્રતા. હા૦

પૃથિ૦— ૯૮

મારી પ્યારી અરે શુ કરતી હશે નીરવિના માછલી મુઝાતીહશે. હા૦

મનથી ખડી કરી આકૃતી મોહારી ભાળી નયન નીર ભરતી હશે. ગા૦
સંભારી સંભારી ગગ ગુણ રાગ નાગ રટતી હશે. ગા.
નવ ગણકારી સખી વચનોએ રાત દીવસ હાય હાય રડતી હશે ગા.
આકુળાઈ જઈ બાગ બગીચે પાણી પાણી પડતી હશે ગા.
નીદ્રામાં પણ નાથ નીહાળી જાગી ઝબકતી ચમકતી હશે ગા.
આ નિરભાગી રંક કરમાં છાજતું રત્ન નહીં સરજ્યુ હશે. ગા.

સ્ત્રીઓ— ૯૯

નજર કરી જરી માતા આશિષ અમને દે
બાળક તમે બાળક સકળ આ ચરણ સરણ હરીસે દેઈ દુર:
આપદા તું જંગમ કલ્પલતા સંકટ લે હરી. નજર૦

સં૦— ૧૦૦

ખુશ ખુશ સદા રાખેરે ભગવાન કૃપા વાન
દુઃખિઆ મટી થાઓ સુખીયા બધાં. ખુ.
યુગતી વહેતી નીતી નદિઓ રહેવા આનંદ આનંદરે રંગ રંગ
રંગ મચ્યો રાગ અને રંગ પ્રભુજી પ્રસાયે નિત આનંદ આનંદ થાયે ખુ.

સં૦— ૧૦૧

હું તો થઈ રહીશ તારી નાથ સદાની દાસી,
સાથે રહીશ સ્વામી નાથ શાણા સ્વર્ગના વાસી.
મોતે રંડાપો દીધો ભરત ભૂમીને મને.
તોયે અગ્નિ સાહાયથી ભરથારને ભેટીશ જઈ
પાપી દુષ્ટ ભાગ્ય તારૂં વળવાનું અહીં કાંઈ નહીં
દુઃખિ દંપતી નક્કી થાશું સુખી સ્વર્ગનાં વાસી.

હે દયાળુ દેવ આજે દાસી આધારે તારા
કરૂણા નિધિ માત્ર એ છે પ્રીતમ દર્શનની પ્યાસી.

**સઘળાં—** ૧૦૨

કાયાકરો ખાર રાખી જુવો સાર કુસંપાને ફળ આવા મળનાર
કુસંપ કૌવચ જે જન ચોળે કાયર કાયર થઇને છેવટ
વણ મોતે નકી મરનાર.
ભૂલી ચૂકી ભજજો ખારીલા હેવાન રહે
જેચંદ સમાન તે દુઃખ પામશે રાખે સંપ જે પામે જંપ તે
નાશની નિશાની એ નકિ આ કુસંપ છે
સંપથી સદાય જંપ સંપથીજ જંપરે.



